( એવે, "વ્રજની રાસલીલા, કાંચનપુરમાં, કરો કરો દેવ)। કરે સુરીનર સેવ; વ્રજની૦" ઇત્યાદિક ગાન કરતા અને નૃત્ય કરતા નારદમુનિ પ્રવેશ કરે છે ). ( મા )

**કૃષ્ણદેવ**—( નમન કરી ) અહો ભગવંત મારા પર પ્રભુની પૂર્ણ કૃપા છે કે આવા મહોત્સવમાં દર્શન દઇ મારા સરખાને પાવન કરોછો ( એવે રૂક્મિણી સત્યભામા અને સર્વ સ્ત્રીઓ પૂજનસાહિત્ય લઇ નારદમુનિનું પૂજન કરવા કને આવેછે ). ( મા )

**નારદ**—અહો આજ મારાંય ધન્ય ભાગ્ય છે કે,—

**શ્લોક.**

ધંતર મંતર આ ફળવા થકી, અંતર ઈંદ્રિય બાહાર આવી,
મુખ્ય પ્રમુખ અસુખ લહી વળી દુઃખ ધરી દ્વય બા'ર સુહાવી;
આત્મ અખંડિત મંડિત માધવ, બાહાર આવી પૂજે તનુ ભાવિ,
નારદ ધન્ય તું પારદ પૂરણ, શારદ આ શુચિ મધ્ય ન ફાવી. ૭

---

રૂક્મિણીના વચનથી કવિએ સ્થિર કરી બતાવ્યો છે માટે નિર્વહણસંધિનું કૃતિ નામે અંગ.

( મા ) નારદના વચનથી, સત્યભામાનું દુઃખ નાશ થયું, એમ સૂચવ્યું છે માટે સમય નામે નિર્વહણસંધિનું અંગ.

( મા ) કૃષ્ણે નારદની આરાધના કરી બતાવી છે માટે પ્રસાદ નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે.

૭ શ્લોક—ઇંદ્રિવિજય છંદ. ધંતર ઇ૦—આ ( મારા કરેલા ) ધંતર મંતર ( યુક્તિ પ્રયુક્તિ ) ફળવાથકી ( સિદ્ધ થવાથી ) મારી અંતરની ઈંદ્રિયો ( અંતરિંદ્રિયોની અનેક વૃત્તિઓ રૂપ સોળહજાર સ્ત્રીઓ ) બાહાર આવી ( કૃષ્ણને વરીને અહીં આવી હાજર થઇછે ). તે વૃત્તિઓમાંની મુખ્ય અને પ્રમુખ ( મન અને બુદ્ધિ રૂપી ) દ્વય ( બે ) અંતર્વૃત્તિઓમાની એક અસુખ લહીને અને બીજી દુઃખ ધરીને જાણે બાહાર આવી હોય તેમ સત્યભામા તથા રૂક્મિણી પણ અહી આવી શોભે છે વળી જેમ મારો અખંડિત આત્મા બાહાર આવીને તેના ભાવિ ( પ્રારબ્ધનિર્મિત ) તનુને

**કૃષ્ણદેવ**—( અર્ઘપાદ્યાદિ અર્પી નમન કરી ) ભગવત મહત્વ- રૂપે એમજ માનેછે

**શ્લોક.**

નિરમળ જળ અરપીને, મેઘ સુશોભિત કરે જુઓ અબ્ધિ,
ક્ષારપણુ ધારીને, મિષ્ટપણુ દે ઉદારતા લબ્ધિ ૮

**નારદ**—વાસુદેવે એમ કહેવુ એજ ભૂષણ છે કિન્તુ આ શુ,—

**શ્લોક.**

આ ગોપિકા નયનથકી હું દ્વારકા મધ્ય દેખુ,
સંધ્યા એની સમ થઇ રહી, આ મ્દબાર્ક પેખુ,

---

પૂજતો હોય તેમ મંડિત (અનંકૃત) માધવ આવીને મારી તનુને ( દેહને ) પૂજેછે એ પણ ભાવિ( બનવાકાળ )જ હુ જાણુ છુ—( અધ્યાહાર ) અથવા પોતાને ભાવી ( ગમી ) એવી મારી તનુને પૂજેછે માટે પોતે પોતાને વખાણે છે કે, હે નારદ ! તુ ધન્ય છે ! ! તુ પૂરણ પારદ ( સંસાર સમુદ્રની પાર પોહોચાડનારો અથવા ધારેલા અર્થની સિદ્ધિ આપનારો ) છે ! આ શુચિ ( પવિત્ર ) મંડળની મધ્યે ( તેનુ વર્ણન કરવાને ) શારદ ( શારદા—સરસ્વતી ) પણ ફાવી શકી નહિ, કોની પેઠે ? જેમ શારદ ( શરદ ઋતુ )શુચિ( આશાઢ માસ )મા ફાવતી નથી—શોભતી નથી તેમ આ છંદમા નારદે પોતાના અનુભવેના અર્થનુ કથન કર્યું છે માટે નિર્ણય નામે નિર્વહણસંધિનુ અંગ વર્ણાયુ છે વળી કૃષ્ણને મળેના અર્થની સ્થિરતા વર્ણી છે માટે કૃતિ નામે અંગ પણ વર્ણાયુ છે અંતરિદ્રિયો વગેરેનો આંઓ વગેરેમા આરોપ કર્યો છે માટે રૂપક

૮ શ્લોક—ગીતિ ઉદારતા ગુણની લબ્ધિ ( પ્રાપ્તિ )વાળો અબ્ધિ ( સમુદ્ર ) મેઘને નિર્મળ જળ આપીને તેને સુશોભિત કરે છે તથા પોતે ક્ષારપણુ ધારીને મેઘને મિષ્ટપણુ આપે છે ! તેજ પ્રમાણે તમે પણ અમારા વખાણ કરોછો તે તમારીજ મહત્તા છે ! અહીં સમાન કાર્યવડે નારદઆરાધના રૂપ પ્રસ્તુતમા મેઘાદિ અપ્રસ્તુત વ્યવહારનો સમારોપ કર્યો છે માટે સમાસોક્તિ અલંકાર મીઠા વચનવડે કૃષ્ણે નારદની આરાધના કરી છે માટે નિર્વહણસંધિનુ પ્રસાદ નામે અંગ

ધા ચંદ્રી તડિત તરૂણી, ચંદ્રભાગા ઉવેખું,
આ શ્રીદામો મનમુદ કરે, શ્રેષ્ઠ ના શક્ર લેખું. ૯

**કૃષ્ણદેવ**—જેનાપર નારદમહર્ષિની કૃપાદષ્ટિ હોય તેને શું કામ ન થાય?

**નારદ**—વાસુદેવ! કહો શું તમારૂં એથી અધિક પ્રિય કરૂં? (યા)

**કૃષ્ણદેવ**—હવે આથી અધિક શું પ્રિય કરવાનું છે તથાપિ ભરતવાક્ય સમુમાણ થવા આટલું થાવ— (રા)

---

૯ શ્લોક—મંદાક્રાંતા. અ ઈ૦— જે ગોપિકા તમને વ્રજમાં મળી હતી તેજ આ ગોપિકાઓ હુ મારા નેત્રથી દ્વારકામાં દેખું છુ. કેમકે એક તો તેમની સંખ્યા અને આ સ્ત્રીઓની સંખ્યા બરોબર છે; વળી ત્યાં જેવું કદંબનુ ઝાડ હતુ તેવું અહીં પણ કદંબના સરખું જેવું પારિજાતક વૃક્ષ પેખું છું. ત્યા રાધા હતી, તેમ અહી આ ચંદ્રી (ચંદ્રિકા જેવી રુક્મિણી) છે; અને અહી આ તડિતતરૂણી (વીજળી જેવી સ્ત્રી—સત્યભામા) છે, તેના આગળ ત્યાં જે ચંદ્રભાગા હતી તેને હુ ઉવેખું છું—તેની અવગણના કરૂં છું આ શ્રીદામો જેમ ત્યાં હતો તે અહીં પણ રહીને મનને આનંદ આપે છે, વળી ત્યા તમે ગોવર્ધનોત્સવ કરીને ઇંદ્રનો ગર્વ હર્યો હતો, તેમ અહીં પારિજાતકનું હરણ કરીને ઇંદ્રનો ગર્વ હર્યો છે માટે એકકે જગોએ તમારા કરતાં ઇંદ્ર પણ શ્રેષ્ઠ નથી! **સમાસોક્તિ** તથા **રૂપક**. કૃષ્ણને પ્રાપ્ત થયેલાં સત્યભામા, સોળહજાર સ્ત્રીઓ, તથા પારિજાતક દ્રુમ, એ સર્વનું કથન કરી તેને સ્થિર કરી બતાવ્યાં છે માટે નિર્વહણસંધિનું કૃતિ નામે અંગ. કૃષ્ણને સ્ત્રી તથા પારિજાતક વગેરેની પ્રાપ્તિ વર્ણવી છે, માટે ભાષણ નામે નિર્વહણનું અંગ. વ્રજમાં રહેલી ગોપિકાઓ વગેરેની દ્વારિકામાં પ્રાપ્તિ કરી બતાવવા રૂપ અદ્ભુતકાર્યનું કથન કર્યું છે માટે *ઉપગૂહન નામે નિર્વહણસંધિનુ અંગ.* કૃષ્ણના મનને મુદ (હર્ષ) કરવાનું વર્ણી દુઃખની નિવૃત્તિ વર્ણી છે માટે **સમય** નામે નિર્વહણનું અંગ.

(યા) કાવ્યની અંતે વર આપવાનું સૂચન કર્યું છે માટે કાવ્યસંહાર નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે.

(રા) ભરતવાક્ય—નટવાક્ય નાટ્યશાસ્ત્રના આદિ પ્રવર્તાવનારા મુનિ ભરત હતા માટે તેમનો નામથી તે પછીના તમામ નાટકાચાર્યોને ભરત

### શ્લોક.

સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણવતી, થાઓ સખિ ઉપરી; *
જે ગિર્વાણગિરા ગણાય આગતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાયે શ્રેષ્ઠ સહુ સખિજનથકી, એ આશ પૂરો હરિ! ૧૦

---

## સપ્તમાંક સમાપ્ત.

---

* કહે છે પ્રસ્તાવના પછી આખા નાટકમા નટની ઉક્તિ હોતી નથી તેથી છેવટે પ્રેક્ષકોને નટ આ નિમિત્તે આશિર્વાદ આપે છે, અને તે પછી નાટક સંપૂર્ણ થયેલુ મનાય છે

એ આ શ્લોકમા બે વાર કહ્યું છે તેથી કવિની તે વિષેની અતિશય ઉત્કંઠા ધ્વનિત થાય છે.

ગૂજરાતીનો ઉત્કર્ષ કરવા માટે કવિએ પણ લીધુ હતું એ વાત તેમના ચરિત્રમા સૂચવી છે ભાષાનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉત્કર્ષ થતા સુધી પાઘડી ન પહેરવાની તેમણે બાધા રાખી હતી અને ભાષા ખીલવવા યત્ન મરણ પર્યંત જારી રાખ્યો હતો તેમની ઇચ્છા કેવી હતી તે આ શ્લોક બતાવી આપેછે ,કેવી ઇચ્છા, કેવો ઉદ્યમ, ને કેવુ દેશાભિમાન ! અને તે પણ વળી ૧૭ મી સદીમા કે જ્યારે દેશાભિમાન ને સ્વદેશપ્રીતિના ભાષણો નહોતા થતા, સુધારાનો ઝુંડો નહોતો ઉડયો અને ભાષા ખીલવવાના તો શું તથાપિ તે શીખવાના પણ ઉપાય નહોતા લેવાયા ! શ્લોકમા વ્યંગ્ય. રસ અને અલંકારનું કથન કર્યું છે માટે આ ગ્રંથમાં તથા પોતાના અન્ય ગ્રંથોમા પણ કવિએ તેવી ઉત્તમતા આણવાનો યત્ન કર્યોછે એ ધ્વનિ છે. ગૂજરાતી ભાષારૂપી વાણીદેવીની પ્રશંસા કરી છે માટે **પ્રશસ્તિ** નામે નિર્વહણસંધિનું અંગ વર્ણાયું છે તેનું લક્ષણ આદિભરતે કહ્યુ છે કે—

" देवद्विजनृपादीनां प्रशस्तिः स्यात्प्रशसनम् ॥ " દેવ, બ્રાહ્મણ, રાજા, વગેરેનાં વખાણ કરવા તેને પ્રશસ્તિ નામે અંગ કહેછે "